રિરે, કાયા કંદુકથી સકુમાર છે સુખ. ૩૦ વાસુકિ લાજે વાળમાં, તપ, કરે કેસરિ અરચા ભાળમાં સુખ. ૩૧ મધ્યે કુમકુમનો ચાંદલો; તપ; સિંહલંકિ કટિસમ પાતળો સુ. ૩૨ મંદ હસ્યાનિ ટેવછે, તપ, મારા દિલ દરિયાના દેવછે સુખ ૩૩ બેવડું બકતર અંગમાં તપ. શોભે સરખા સ ખાના સંગમાં. સુખ. ૩૪ માથે કલગી વાંકડી, તપ. બા લ અરવીંદ સરખી છે આંખડી; સુખ. ૩૫ તાદ્રશી તે પ તિ કયાં હશે તપધારીરે, મુની કહે કયારે મેળો થશે; સુખ. ૩૬ તે જીતીને કયારે આવશે, તપ. કે કોઈ સાથે સંદેશો કહાવશે, સુખ. ૩૭ આકિન આપનું આવીયું, તપ. તમે ચતુર ચરિત્ર બતાવીયું, સુખ. ૩૮ અરજ ઉતારો કાનમાં, તપ. જરા જુવો તપાશી ધ્યાનમાં, સુખ. ૩૯ ભોળી ભા મની લહે નહિં વંધામણા; તપ. થશે યુદ્ધ એ આપનીજા ણમાં, સુખ. ૪૦ વળતી વિરક્ત ત્યાં ઉચરે, તપ. સતીસિ દ્ધને ખોળા પાથરે. સુખ. ૪૧ શિષ્યને સિદ્ધ કહે ભલા, તપ. અબ જંગલકા રહેના જલા; સુખ. ૪૨ મંદ મીટિ નહીં વાસના, તપ. ચઈએ લુગઈ અપની પાસના; સુખ. ૪૩ કયા કુચ્છ લિનો છિનાયકે, તપ. યહાં બકવા કરતી આયકે; સુખ. ૪૪ સબ સંપત્તિ અમને તજી, તપ, બન બેઠે બસ્તી સો સજી; સુખ. ૪૫ બાત લુગઈસે મેં કરૂ, ત પ. બન છોડકે બસ્તીમે ફેરૂ; સુખ. ૪૬ તારૂની તપસેં ગિ

રાયરે, તપ. નહીં પરછાયા મિલે ફાયરે, સુખ. ૪૭ વાંસે લુગઈ લલકારરે, તપ, કરે બાત ન હમશેં વારરે. સુખ. ૪૮ બિનતા બિષ બાતે ચરે, તપ. પુની અભિષધશેં ના ઉતરે; સુખ. ૪૯ વૃંદા સાંભળી ત્યાં વદે, તપ. જેમ ઉતરે જોગીના રૂદે. સુખ. ૫૦ પતિવૃતા પતિન અમો, તપ. નમી તા દ્રશી જાણીને તમો; સુખ. ૫૧ નિરદોષી તમે છો હરિ; ત. માટે જનક જાણી બોલું જરી; સુખ. ૫૨ કહોને કુશળએ કંપ છે, ત. મને મળવાનો કયો પંથ છે; સુખ. ૫૩ દાશી જાણી દયા કરો, ત. મને એક તમારો આશરો; સુખ ૫૪ મુનિએ ધ્યાન ધરાવિયું, ત. મીંચિ ચક્ષુને શિષ હલાવિયુ; સુખ. ૫૫ ॥ વિશ્રામ ॥ શિષ્ય હલાવ્યું સ્વામિએ તારૂણીને પડિયો ત્રાસરે; રામ રામ રસિએ કહી, નારી કરિ નીરાશરે. ૫૬ પ્રણુમી પુછે પ્રેમદા, સ્વામિના સમાચારરે; રેવા રશિકની જો કળા, મુકયો મરમ અપારરે. ૫૭ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વૃંદા તપસ્વી સુભાષણો નામ દ્રીત્રીંશમો અધ્યાય

## અધ્યાય ૩૩.

રાગ ધનાશ્રી॥ શુકજી કહે સુણુ પરિક્ષત રાય, શુત સઉનકને કહે કથાય. ૧ વૃંદા વળિ વળિ લાગે પાય; ત્યાગી તેમ તેમ મોંઘા થાય. ૨ સ્વામિ કયમ હલાવ્યુ કહો શિષ રૂઠયા મુજપર શું જગદીશ; ૩ વેર ત્રિદોષે વાળ્યુ, માટે મા

રૂ કરમે શું કામ કથાહ્યું; ૪ નવ ગ્રહ આવી મને નડિ-
યા, મારા પોબાર ખાલી પડિયા; ૫ મારા સમ મન મેલ
માં રાખો, જેમ હોય તેમ તમે ભાખો; ૬ ત્યાગી કહે ત
ને જોઈ મેં રડતી, મારી જીભ નથી ઉપડતી; ૭ ખરી વા
તનો કરીને ખુલાશો, હું તો ના લેઉ કોનો નિસાશો ૮ પ
ઈ સંત અપાર દયાળ, શીદ પાડુ સતિ તનેફાળ; ૯ તા
રૂં સાંભળી અંતર દાજે, મારાં પ્રેમદા પરિયાં લાજે; ૧૦
ત્રાસ તનમાં પાડયો તમને, નથી આજ્ઞા ઈષ્ટની અમને;૧૧
કહી મુન્ય રહ્યા ગુરૂ જ્યારે, બોલ્યા કરજોડી શેવક ત્યારે;
૧૨ કરો જેમ હોય તેમ ઉચ્ચાર, સાચી વાતમાં શાનોરે
ખાર. ૧૩ નાણાવટીને કોઈ નાણું બતાવે, કહે ખોટું ખરૂં
નીરદાવે. ૧૪ ત્યારે તપશી ત્યાં બોલ્યા વચન, સાંભળ
પાવન જુવતીરે જન. ૧૫ ઘેલી હાથે ગમાંવ્યો તેં શ્યામ,
શીદ મોકલ્યો કંથ સંગ્રામ. ૧૬ તે અનેકને એક એ જાતે,
શોભા કેમ રહે સુરની સંઘાતે. ૧૭ હરિહર અજ ઈંદ્રાદી
શુર, શશી સમીર વરૂણ ત્યાં હજુર. ૧૮ મળ્યા કપટી કો
ટી સમુંદાઈ, ત્યાં શો એકનો આશરો બાઈ. ૧૯ વેરી વા
યસ કોટીની માય, હોય કીર કેમ કુશળ ત્યાંય. ૨૦ નારી
ચતુર તું મનમાં ન જાણે, ઝાઝી કીડીયો સર્પને તાણે. ૨૧
એમાં થોડામાં સમઝોરે બાધું, એમ કહીનેરે ડસકું ખાધું.
૨૨ ખેદ ભામનીને પડયો મત, તપ્યું તરત ત્યાં તારૂણી

તન. ૨૩કહોને પડદોમુકીપ્રભુવાત, કરચો નાથને દેવેનીપાત. ૨૪ત્યારેતપસીકહેજો પુછોસતી, પડચોરણમાંતમારો પતી. ૨૫ કરચો દેવેદગો એકવારો, તારાકંથનેકપટથી મારચો.૨૬ હુતો સમર્થ સ્વામિ તમારો, નજીતાય એ કાળથી ન્યારો. ૨૭ પણ વિષ્ણુએ કપટજ કીધું, તારૂં સરવસ્વલુટીને લીધું. ૨૮ હતો શુક્ર જે વિદ્યાને ધરતો, મુવા દૈત્યને જીવતા કરતો; ૨૯ તેને ગરૂડની પાસે ઝલાવી, કીધો ઘોર ગુફામાં ઘલાવી; ૩૦ પછી ચક્ર ચતુરભુજે મેલી, છેદી અસુરની સેનારે છેલી; ૩૧ રહચો શેષ તમારોરે સ્વામી, શેના નિપાત સરેવેરે પામી; ૩૨ સુર ઈંદ્રાદી ત્યાં ગડગડીયા, સંપી સંગ્રામે સામટા ચડીયા; ૩૩ કોટી શસ્ત્ર નાખે ક્રોધે ભરિયા તારા કંથના કડકારે કરિયા; ૩૪ કરચું જાય ન કષ્ટનું લેખું, બેઠો અહીં હું કળેવર દેખું; ૩૫ પડી પ્રેમદાને મન ભ્રાંત, મારો કયમ મરે રણમાંરે કાંત; ૩૬ નથી વરત હું મુકીરે નામ, શાથી મુજને તજી ગયા શામ; ૩૭ મન ડગમગે ચારેરે પાસ, નાવે વાત ઉપર વિશ્વાસ; ૩૮ તેમ શોચના સબળીરે થાય, સાચું જુઠું કંઈના સમજાય; ૩૯ બોલી ગોરી ત્યાં ગણગણતી, કહ્યું પણ કંઈ કળ નથી પડતી; ૪૦ દયા દિનની ઉપર લાવો, મુને કંથનું મુખ દરસાવો; ૪૧ ત્યારે તપસી કહે સાંભળ નારી, ઘોર ગહન ગતી છે મારી; ૪૨ હુંતો જોગ કળા એવી જાણું, કંથ કડકા

ઉરાડીને આણું; ૪૩ ત્યારે આત્વશે તુજને પતિત, જોજે જુવતી તું એકેરે ચીત; ૪૪ એમ કહીને માંડયું તપ ધીર, વાયો સામટો વેગે સમીર; ૪૫ તુટયાં તરૂવર વૃક્ષનાં થડીયાં, શૈલશિખર સમીરથી પડીયાં; ૪૬ કંપી મેદની સમીરને શોરે, નીર નદીઓનાં ઉછળ્યાં જોરે; ૪૭ ઊડે કાંકરા રેતી અપાર, થયો વંટોળથી અંધકાર; ૪૮ નથી ભાસતો સુરશશિ વ્યોમ, ભાગી બ્રહ્માંડ પડશે શું ભોમ, ૪૯ ભુલ બ્રહ્માએ લખતાંરે ખાધી, છુટી સનકાદિકની સમાધી; ૫૦ વાયુ વેગે કરી હડહડીયો, આવી તે સમે નૃપકર પડીયો; ૫૧ નારી જઈને દક્ષિણ કર પરખી, વિંટી વેઢ આંગળીઓ તે સરખી; ૫૨ થયો સુંદરીને મન શોક, થઈ કંથની આશારે ફોક; ૫૩ વામ કર પછે પડીયો આવી, તેથી ગોરી નાખી ગભરાવી; ૫૪ ઘડી પુંઠે ત્યાં ઊરપગ પડીયા, સાંધા સર્વ શરીરના જડીયા; ૫૫ તેવાં વસ્ત્ર તેવો શણગાર, તે શરીર કુશુમ સકુમાર; ૫૬ પાની ઘુંટણુ સાથળ સંગ, જાણે કાપેલો પડીયો અનંગ; ૫૭ પડયો તે જોઈ તરૂણીને ત્રાસ, નાવે શિશ વિના વિસવાસ; ૫૮ વળી વૃંદા કહે શ્રી હરિ સંગ, તનુ ભાળી થઈ મન ભંગ; ૫૯ ચિત્ત ચપળાનું ચોદશ ચઢિયું, એહેવે કંથનું મુસ્તક પડિયું; ૬૦ તેજ કુંડળ મુગટ જડાવ, નેત્ર નાસિકા શોત્ર સુખાવ; ૬૧ દીઠા કંઠે કુશુમનોરે હાર, લહ્યો ભામનીયે ભ

રથાર; ૬૨ અંગ અવયવ ગોઠવ્યાં ત્યાંય, જોઈ મહિલા રૂવે વનમાંય; ૬૩ અરે દૈવ તેં આશુંરે કીધું, મારૂં રત્ન કયાં લુટીને લીધું; ૬૪ પછી સ્વામીના ગુણને સંભારી, રૂવે વન માંહી વૃંદારે નારી; ૬૫ ાાવિશ્રામ ાા નારી નિરાશ ત્યાં થઈ, મુસ્તક મુકી હાથરે; રાને રઝળતી કયમ કરી, નીરદે મારા નાથરે. ૬૬ રાજ તમારી રાંકડી, મુલ ખરીદી દાસરે, રેવા રસિકને કહી કરી; તેડી લ્યો તમ પાસરે. ૬૭ ાા ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરો પાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે કૈતવકૃત જાળંધરવધો નામ ત્રયત્રિંશો અધ્યાયઃ ૩૩

## અધ્યાય ૩૪

ાા રાગ સામેરી ાા પડયો કંથનો દેહ તે ભાળી, બેઠી માનુની ત્યાં મોં વાળી; નિજનાથનું અંગનિહાળી, કંન્યા કળકળેરે. ૧ વેલ ઉછેરી વાલમ મોડી, ઝભે કરવાને માયા જોડી; મને ટળવળતી તરછોડિ રોવા રાનમાંરે. ૨ મારા દોહેલા દિન કયમ જાશે, વાહાલાં તમ વિના વેરી થાશે; સુની સેજડી ખાવાને ધાશે, વર વરણાગિયારે. ૩ માઠી લોકમાં રહેવાની લાજ, કોને મુકયુ ભરૂસે રાજ; કરી કોણવાંકે મને તાજ, આ દિન દોહેલેરે. ૪ હતી આખ્યાની મુજને આશ, વળગી રહિતી વાહાલા વિશ્વાસ; નહોતી જાણુતી કરસો નિરાશ, મન મારૂ હરિરે. ૫ મને કોણે ભરૂસે મુકી, શી સેવા તમારી હું ચુકિ; જાણતા સતિ મારી ઢુંકી

રાજ રિસાવિઆરે. ૬ મને કોણુ લેશે નભાવિ, નથી રાજ ઉપર રિસાવી; તમને કયમ દયા ન આવી, મહા વન મે હેલતાંરે. ૭ મને પ્રેમને પાશે પાડી, નાખી નાઠા આતુર ની અજાડી; મને લોકમાં લુટવા કાઢી, હાર હઈઆતણા રે. ૮ જીવ્યું જગતમાં કીધુ જોર, વહાલા થઈને વાહ્યું વે ર; કરયો કંથજી કાળો કેર, મુકી રાનમાંરે. ૯ વાહાલા કે મ કરી વનમાં ગમશે, કોણ રાજને સોગટે રમશે; રાંધીકો ણુ રસોઈઓ જમશે, હિણા હાથનીરે. ૧૦ જતા આગ બ ગીચે વાડી, આગળ અધિપતિ અમને કાઢી; આ સમે કે- મ પાછળ પાડી, મન મેલ્લા થઈરે. ૧૧ જાતા સંગ્રામે શેના લેઈ સાથ, હશી ઝાલતી તે સમે હાથ; નહોતી જાણતા મારા નાથ, દરશન દોહિલુંરે. ૧૨ હતી સ્વામિ ઘણી સ- હેજોરી, ગયા કાળજુ મારી કોરી; કરી ચતુંર તમારી ચો- રી કયમ ગાફેલ થયારે. ૧૩ જીતિ આવિયા દેશ સમસ્ત, લિધું સ્વરગતણુ પદ સ્વાહસ્ત; મનમોહન મોંઘી વસ્ત,મા રા નાથજીરે; ૧૪ કહોને કયમ કરયો રણ સંગ્રામ, મારા હોંશિલા સમજુ શ્યામ; કેમ આળસ આણીને આમ, સુ તા સાથરેરે. ૧૫ સ્વરભાનુની શિક્ષા માની, હુતા થડથી ટેકના તાણિ; સુખ ખોયું એ સમજણ શાની, કંથ ઠગા ગારારે. ૧૬ થઈ પરવશ રણમાં પડિયા, મારા નાથજી અ વગુણ નડિયા; મારા થડના થાંભલા ગડિયા, ભવ ભુલાપ

ડીરે. ૧૭ મારૂ જન્મ અકારજ કીધો, નથી લોકમાં લહા
વો લિધો; મને છેતરી કયાં છેહ દિધો, પ્રિતમ પાતળારે.
૧૮ મને કોને ભરૂસે મેલિ, મુકિ ઠાગો કરિને ઠેલિ; મારા
બગડચામાં થયા બેલિ, સુત સીંધુંતણારે. ૧૯ મેં શું ભા-
ગિ સરોવર પાળ, કે મેં મુકયાં સતિશિર આળ; કે કો સા
ધુને દિધી ગાળ, વિધિ વાંકા થયારૂ. ૨૦ કે મેં શંભુ શિ-
વાલય તોડયું, કે મેં ધાવતુ બાળ વછોડયું; મહા પુરૂષનું
માપ વખોડયું, માયાને મહેરે. ૨૧ કોઈને જમતાં મેં ખાં
તથી ખાળ્યા, કે મેં ગોધેન પાછા વાળ્યાં; ગામ ભાગ્યાંકે
બીડ મેં બાળ્યાં, કે ચુકિ વૃતેરે. ૨૨ વાપિ કુપ સરોવર પુ
રચાં, વડ પીંપળાદિ તરૂ ચુરચાં; પડચાં અંબુમાં કેશુ અ-
સુરચાં, કે દ્વિજ નંદિયારે. ૨૩ કે મેં થાતું સદાવ્રત ખાળ્યુ
કે મેં ભોજન ભાણુ ટાળ્યું; કોનુ કુણુ કાળજું બાળ્યુ, કે
દિન દુભિઆરે. ૨૪ મેં શું ગોત્રગમન કંઈ કિધું, કે મેંલા
ડી વેચિ ધન લિધું; દગો કરિને વિખ દીધું, કો પરદેશિને
રૂ. ૨૫ કે મેં થાપણુ ઓળવિ કોનિ, કેથઈ મહાજન સા
થે માની; કોનિ વાત પ્રગટ કરી છાનિ, આ સમો આવિ
ચોરે. ૨૬ કે મેં સાસુ નણુંદ સંતાપિ, કે કોઈને અવળિ
મતિ આપી; કે મેં કંથનિ આણુ ઉથાપિ, એ ફળ આ
પયુરે. ૨૭ કોઈને પુણ્ય મેં કરતાં વારચું, જુ માંકણુ કે
જનાવર મારચું; કુડિ સાખ મેં પુરી ન ધારચું, ધ્યાન હ

રિ તણુરે. ૨૮ કે અતિથી રથ વાહ્યો, કે વિવાહ થતો રંક નો ખાહ્યો; મારો દઈવે શો દોષ ભાહ્યો, વન વિધવા ક રીરે. ૨૯ એમ દોષ કરમના કાઢે, કુઠે શિષને અંગ પછા ડે; તોડે કેશને કંઠ વાઢે, ભુલિ ભામનીરે. ૩૦ રોતી નાથનુ મુખ નિહાળે, ભોગી કંથના ગુણ સંભાળે; મેહેલા કયમ કરી મન વાળે, મહ વેરી થયોરે. ૩૧ કર ઝાલી કંથને હ લાવે, માણિગરને મેહેલા મનાવે; જાણે બાંહ્ય ઝાલી બોલા વે, રૂઠયા રાયનેરે. ૩૨ ઉઠિ પરણી પછાડો ખાય, પડે ભો મિ બેઠી થાય; નારી નયણે નિર ન માય, ફટકારી ફરેરે. ૩૩ મારા ભવભોગી ભરથાર, ઉઠી આપો મને આધાર; કંઈ કરતા નથી ઉચાર, કયમ કપટી થયારે. ૩૪ સેહેજે ક હેતા સતિ મને વહાલી, પડી આજ તે ઠકરાઈ ઠાલી; ગ યા ચોરની પેઠે ચાલી, કોરી કાળજુરે. ૩૫ કહ્યું કોઈનુ ન ધરતા કાન, તેવું તમને મુજપર તાન; નાખી નાઠા રખ ડતિ રાન, મન મોંઘા થઈરે. ૩૬ જરા જુવોને મુજ ભણી ભાળિ, તમને ખુંચતિ સેજ સુંવાળિ; કયમ ઉંઘોછો આં ખડિ ઢાળી, સુતા સાથરેરે. ૩૭ પડતાં કુસુમે કલેવર ઘા યા, તિખા શર તમને કયમ ખમાયા; અમને વાત કરીને વાહ્યાં, કોમળ કંથજીરે. ૩૮ કોનો કરતા નહિં વિસવાસ, મને રાખતા પિઉજી પાસ; તરછોડીને દેવે. ત્રાસ, નાતમ ને ઘટેરે. ૩૯ વાંસે રાખી થાવા વગોણુ, તમે ઠીક કરયું

ઠેકાણુ; મને અધિપતિ મોકલો આણુ, તેડો તમકનેરે. ૪૦ નથી રાજ વિનાનરહેવાતું, કહ્યું કષ્ટ નથી કોને જાતું; નથી મળવાને મન અકળાતું, પાપી પ્રાણનુરે. ૪૧ ન્યારૂના થ કયાં નગર વસાવ્યું, કેવુ રૂપ ધરયું મન ભાવ્યુ; મારે અણુતેડયું જોઈએ આવ્યું, આપની ઓથમાંરે. ૪૨ લાલ્લ લોચનને જળધાર, શીષ વેણુમાં લોટે અપાર; હાયહાય કરે પોકાર, કલપે કામનીરે. ૪૩ જોઈ અબળાનું આક્રંદ, રૂવે વનચરકેરાં વૃંદ; રચ્યો ફોગટ માયાનો ફંદ, જો ભરભંજનેરે. ૪૪ સુકયાં ત્યકે સરોવર નીર, ફાટયાં પરવત શેત્ર રસે રૂધિર; ચિરચાં ચતુરાએ ચોળિ ચિર, વૃહે વઈરાગમાંરે. ૪૫ વાલા વિકટ સમાની વાર, મારા અંતરના આધાર; કયમ સોંઘા કરચા શણગાર, મોંઘા મુલ્લનારે. ૪૬ નથી કલપિને પડતી કાયા, મને વા ચો દશના વાયા; મને શિદ લગાડી માયા, પિડા પામવારે. ૪૭ હુંતો રહિછું વાચ દે વળગી, નહોતું જાણ્યુ જે કરશો અલગિ; માંરે સામટિ ચૌદશ સળગિ, હોળી હાડમાંરૂ.૪૮ નથી નાથજી સેનાનો સાથ, તમે હોંશિલા મુકો હાથ; નાઠા અધવચ નાંખીને નાથ, આ વન એકલીરે. ૪૯ થયો રૂદનકેરી સ્વરંખિન, દિસે દામણી દારા દિન; મને ઘાલ્લી ગયા સ્વામિન, હાથણિ હેડમાંરૂ. ૫૦ ાત્રિશ્રામાા હેડમાં ઘાલ્લી હાથણી, ટળવળતીછે ત્યાંયરે; પત્નિ ધારે લેઈ પતિ, પડયું પાવક માંયરે

૫૧ તપસિ પાસે તારૂણી, ગઈ પાવકને કાજરે; આંખો મીં ચી અભધુતે, રેવા રસિક વૃજરાજરે. ૫૨ ।। ઈતિશ્રી પદ્મ પુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વૃંદા વિ લાપ વરણોનામ ચતુરત્રીંશો અધ્યાય ૩૪।।

## અધ્યાય ૩૫

ભુલિ ભમેછે ભામની એ રાગ ।। તપસીની પાસે તારૂ ણિ, માગે પાવક ત્યાંય; વૃંદા વારિસુત લેઈને, બળે મહા વનમાંય; તપ. ૧ પાવક માગે પ્રેમદા, ટોળે કિધાં દાર;યો ગિ અગ્નિ આપો મને, પડે છેદું અપાર; ત. ૨ વાલમ જે વાટે પડ્યા, મારે પળવું તે પંથ; સગપણ સરવે લેઈ વ- લ્યા, મારા કોડિલા કંથ; ત. ૩ રામા રૂદત કરતી સુણિ કોપ્યો કપટિ સંત; ચેલાને કહે લલકાર દે, કેસા એ કલ પાંત; ત. ૪ શિષ્ય કહે સિદ્ધ સાંભળો, ઊભી અબળા જે હ; કંથ મુવો રણમાં વઢી, રૂવેસંભારી નેહ; ત. ૫ કડકા કલેવરના પડ્યા, તે ટોળે કરી તન; દારા દહન કરવા ફરે, આપ સુદ્ધાં હવન; ત. ૬ ઈચ્છે અનળ એ કારણે, કરો આ પ હુકમ; તડકી તપસ્વિ બોલિયો, ન રહયો ખાઈ ગમ; ત. ૭ મંગળસ્થાન મશાણશું, સતિ ધરમ સંભાળ; લેઈ જા કલેવર કંથનું, બાગ મુકીને બાળ; ત. ૮ જો રોના જા રૂ કિયા, કબિ કામની કોય; બસન છિનાલેઉ બાત્તરી, મા ર કે લઠ દોય; ત. ૯ ભોગ મલ્યા કહે ભામની, કરે કુટે

કપાળ; કંથ ઉપાડવા ધારતાં, આવ્યાં સહસ્ત્ર શિયાળ; ત. ૧૦ જાંબુક ઝડપો મારવા, લાગ્યાં ત્યાં ચોપાસ; એક રૂદન અબળા કરે, બીજું થાયછે હાસ; ત. ૧૧ વૃંદા એમ વિચારતી, આ દેહ કયમ લેવાય; પાછળ જોકંઈ પડયું રહે, તો શિઆળવાં ખાય; ત. ૧૨ કાળ જે ધાકે કંપતો, સુર પામતા શોક; હરિહર જે થકિ હારિયા, તે પર જાંબુક થોક; ત. ૧૩ વિનતા કહે વૃજરાજને, કરૂં કયમ આ કામ; આ દિન કયાં થકી કાઢિઆ, સોધી સુંદરશ્યામ; ત. ૧૪ કેશ ઉઘાડા કામની, સાડી વિંટી શરીર; કંથના કડકા ઉપાડવા, ધરે કામની ધીર; ત. ૧૫ જુવંતી તે કર કર જોઈને, લેવા કાજ વિચાર; કોટિક મણ કલેવરવિષે, ધરયો ભુધરે ભાર ત. ૧૬ કામની કટકા તપાશિઆ, એકે ના ઊચકાય; અધિક થકી ઓછો જુવે, બાજે બમણો થાય; ત. ૧૭ વિનતા મન વ્યાકુળ થઈ, સુઝે એક ન ઘાટ; જાંબુક ધાકે જવાય નહીં, અગ્નિ વિના ઉચાટ; ત. ૧૮ જુવતી કહે જોગી મને, બાળો દઈને શ્રાપ; પાડ માનીશ પ્રભુ તમતણો, કહે કરતી વિલાપ; ત. ૧૯ સિદ્ધ કહે સુણ સાધવી, કોને કષ્ટ જે થાય; તે તપસી કોઈ ના કરે, નાઆપે ઈષ્ટ રજાય; ત. ૨૦ કહેતો સમીરના જોરથી, નાંખુ સીંધુની માંય; કહેતો ઊભયને મોકલું, અમરાસન જ્યાંય; ત. ૨૧ કહેતો એ સાંધા સંધાડીને, કરૂં કંથનો વાઘ; વૃક્ષ કહેતો વરતણુ, ક

હેતો દઉં વન્હી દાઘ, ત. ૨૨ કહેતો કુસુમ ઢગલો કરૂં, કહેતો કરી દઉં રાખ; કહેતો ઊરાડું આભમાં, કહેતો ખા ઈ જાઉં ખાખ; ત. ૨૩ પ્રેમદા જાણે પ્રસન્નથયા, મનેઆ યોગીરાજ; હેવાતણુ હારી ગઈ, રાખો આ સમે લાજ;ત. ૨૪ જુવતી કહે જોગી સુણો, કરો આપ કૃપાય; મનમોહ ન પતી માહ્યરા, જેમ જીવતા થાય; ત. ૨૫ તન ધન મુ ક્તી માનસુખ, સ્વર્ગ લક્ષ્મીનુ રાજ; અજ ઈંદ્રાસન સીદ્ધી નું; નથી માહરે કાજ; ત. ૨૬ કંથ વીના સુખ સરવ તે, મારે દુઃખ સમાન; ભવ ભુલી પડીદયો, જોગી જીવતદા ન; ત. ૨૭ મૃગના પાડથી માનવી, નહિં જાય દયાળ; વી શ્વાસે વળગી રહી, હરો કષ્ટ કૃપાળ; ત. ૨૮ સીદ્ધ કહેસુ ણ સુંદરી, મતે મારચાનું જોર; મૃત્યુ જીવાડે તેજન, હોય જુગલકીશોર; ત. ૨૯ માટે નહિં મારો આશરો, કરૂઅ ન્ય કહે કામ; માનુનીકહે મૃગ સીંહએ, જોયાં દ્રષ્ટીએસ્વા મ; ત. ૩૦ કહે સતિ સમદરશી તમે, કયમ રાખોછો ભેદ અલખ મળે કયમ નાટળે, ખરા દિનના ખેદ; ત. ૩૧મં દભાગ્ય મારૂ લહી, તમે નાપાડો નાથ; પણમેં મનમાં નિ સ્ચે કર્યું, દોરી જગ તમહાથ; ત. ૩૨ દુઃખ દારાનું જોઈ ને, બોલ્છો શિષ્યજ ત્યાંય; સદગુરૂ આપ કૃપા કરો, તો ઊઠે પળમાંય; ત. ૩૩ આશ્રમ અભયજ આપણો, ટળેભ વના પાપ; તે સ્થાનકથી તારૂણી, થઈ જાય નિરાશ; ત.

૩૪ માટે કૃપાળ દયા કરો, આપો જીવતદાન; અબળાની આરત સારવા, છો સમરથ ભગવાન; ત. ૩૫ સિદ્ધ કહે શિષ્ય તેં મારી, કરી સેવા અપાર; પરમારથના કારણે, કરે તું તો પોકાર; ત. ૩૬ કોઈ દિવશ તેં કહ્યું નથી, માટે કરવું આ કામ; તે સુણી શિષ્યને સુંદરી, કરે દંડપ્રણામ ત. ૩૭ અંગના અવયવ ગોઠવ્યા, ઢાંક્યું મૃગ આ જીન; ઊદક કમંડળથી ગ્રહ્યું, ધર્યું દ્રઢ આકાન; ત. ૩૮ અભિષેક અબધુતે કરયો, ભણી મંત્રને મન; આળસ મરડીને ઊઠિયો, તોય ધી તણો તન; ત. ૩૯ વિનતા જોઈ વિસ્મે થઈ, નમી સિદ્ધને પાય; જાળંધર જોઈ કોપિયો, અદ અંગના માય; ત. ૪૦ નીજ સેનાપાર દળ નહીં, ગુરૂ શિષ્ય ને નાર; કહે કયમ ઊભી તું કામની, કુમતિ આ ઠાર; ત. ૪૧ ભ્રષ્ટ થઈ વૃત્ત ભામની, ઊભી પરનર પાસ; મરયાદા મુકી ફરે, રંડા રમવાને રાસ; ત. ૪૨ સ્વાંગ ધરિને સતી તણો, કરે જારીનું કામ; ત્યાગીની પાસે તાહરૂ, કહે શું કામ હરામ; ત. ૪૩ ઘેર ગયા પછી વારતા, થયું ભારે શરીર; ખોડભુલાવું જન્મની, ઘાલું નાકમાં તીર; ત. ૪૪ આધીન ભવ અબળાતણો, ઊભી થરથર રોય; કંથના ડરથી કંપતી, બીજું સહાય ન કોય; ત. ૪૫ સિદ્ધ કહે સુણ સુરરીપુ; આવીએ તુજ કામ; જીતનો જશ તારો થવા, વધ સુર સંગ્રામ; ત. ૪૬ કામની ત્યાં કર જોડીને, પતિને

પડી પાય; રાજ તમારા રક્ષણે, આત્રી કરજો ક્ષમાય; ત. ૪૭ સ્વપ્ન વિષે સંકટ થયું, જાગે તે ભય જાય; તેમ સતી સ્વામી મળ્યાં, મન મોદ ના માય; ત. ૪૮ ॥ વિશ્રામ ॥ મોદ ન માયે મન વિષે, દંપતિ મળિઆં ત્યાંય રે; સિદ્ધક હે સહુ સંચરો, ના રહેસો વનમાંહય રે. ૪૯ સંસારી ન રનારનો, સાધું ન કર સંગ રે; રેવા રસીક પોતે પગચા, ધ રી ઉદધીશુત અંગ રે. ૫૦ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધ રોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સિંધુસુત સજીવનોના મ પંચત્રીંશો અધ્યાય ૩૫ ॥

## અધ્યાય ૩૬.

॥ રાગ ધનાશ્રી ॥ વહેવાલમિક વળતા વચન, ભારદ્વાજ સુણો ધરી મન; શબને બીજા હતા શિયાળ, થયા એક એ રૂપ કૃપાળ. ૧ દાશી દંપતિ પડી મુનિ પાય, રથ બેશી હાંકયા હય રાય; જાળંધર થઈને જુગદીશ, કરી રામાની ઉપર રીસ. ૨ જો ચરિત્ર ચતુરભુજકેરૂ, ગતિ જ્ઞાનછે જેમાં ઘણેરૂ; પોતે કોના કળ્યામાં ના આવે, કોટી અંડના યંત્રણ લાવે. ૩ ઈંદ્રકાજે બળિ અનુરાગિ, થઈ બ્રાહ્મણ ભિક્ષા માગી; સુરકાજે સુધા ઘટ ધારી, થયા અખિલભુવનંપતિ નારી. ૪ પડી પ્રહલાદને જયારે, સ્થંભથી પ્રગટિયા નરહરિ ત્યારે; હીરણાક્ષનો વધ જયારે કીધો, વહાલે વેશ વરાહનો લીધો. ૫ વનુ શંખાસુરનો વિચારી, થયા મચ્છને રૂપે મો

રારી; કરણુ સાંગ્યનો ભય ના ધરાવ્યો, રથે રાખી શિખં ડી મરાવ્યો. ૬ સતિ વૃંદાને છળવાને સાખ, ચોળી ખલ ક નિયંતાએ ખાખ; ધરી સિંધુના સુતનુ સ્વરૂપ, ચાલ્યાં ભામનીને ભવભુપ. ૭ ભવ બ્રહ્માથી એ ન થવાય, સતી વિષ્ણુ વિના ન ઠગાય, રામા રથમાં પુછે નિજનાથ, સં ગ્રામ કરયો સુર સાથ. ૮ સતિ શું કેહુું જુદ્ધની વાંત,મા રી ત્રિદશ કીધા નિપાત; અજ ઈંદ્ર તે પામિઆ ત્રાસ, ગ યા કંપતા ગિરી કઈલાસ. ૯ શંભુ શ્રીપતિ આવ્યા શમી ર, નાઠા તે પણ મુકીને ધિર; ગયા સુર સહુ મુકીને મામ મારૂં જઈ કરૂં પાછો સંગ્રામ. ૧૦ તમે સત્ય નહીં ચુકો ના રી, ત્યાં લગી હુંછું કાળને ભારી; સુણી વાત સતિ પતિ કેરી, થઈ ચિત્તમાં ચીંતા ઘણેરી. ૧૧ તમે સાંભળો મારા નાથ, હવે લઢશો નહિં સુરની સાથ; મુકો વાત વિરોધની પડતી, રાઢ રઢિઆળી નહીં હડહડતી, ૧૨ સુખ કલેશમાં કોને નવ થાય, બેમાં એકની ઈજત જાય; એમ વાત વિ- ચારતાં ભાવ્યા, નર નારી તે નિજપુર આવ્યા. ૧૩ દેખી દંપતી જોવાને આવે, મોતી પુષ્પે ત્યાં વસ્તી વધાવે; ગાય પુઠળ વિનતાનાં વૃંદ, થાય અધિપતિઉર આનંદ. ૧૪ આ વ્યા મધ્ય સદનમાં ભુપ, કોટિ કંદર્પ કાંતિ અનુપ; દાસ દાશી આવી ઊભા રહેછે, નાથ નામ તે સરવેના દેછે. ૧૫ માલિની લલિતા વિજે નંદા, ચંદ્રકળા ચકોરી સુચંદા; મૃ

કુવાંગી મનોહરા નામ, સઊને બોલાવે સુંદરશામ. ૧૬ રીતભાત સ્વભાવને ટેવ, કરે તેજ રીતે વાસુદેવ; પછે વૃં-દાને કહે વ્રજરાજ, નિર વાવોને નહાવણુ કાજ, ૧૭ સુણી ઊષ્ણોદક તતકાળ, લાવી ન્હાવણુ કાજ ભુપાળ; તેલ ફુલેલ મરદતી અંગ, નાર નિરખે છે વર નવરંગ. ૧૮ નાશિકા મુખ નેત્રને કાન, ઉર ઉદર પોચણુ સુપાન; જાનુ જંઘાને કર હથેળી, શીષ અંગુલિ સરખી મળી. ૧૯ કટિનાભિને ચિબુક ચેન, મંદ હાસ્ય મનોહર સેન; સુચિ સ્નાન કી તતકાળ, બેઠા બાજોઠે ત્યાં ભુપાળ. ૨૦ નારે ભાવતાં ભોજન કિધાં, વિજ નાથને આસન દિધાં; શાકપાકનેસાહિત્ય જેહ, પ્રીતે પ્રેમદા પિરસે તેહ. ૨૧ જમતાં પહેલું જળનું પાન, કરે ટેવ તેવી ભગવાન; પેહેલાં પાંચ ગ્રાસ સતિ હાથ, જમ્યા તેજ રીતે જદુનાથ. ૨૨ બિડી વૃંદાને હાથે ચાવી, ત્યાં પતિત સતીને આવી; સેજ સુંદર પાથરી સારી, પુષ્પ પ્રેમળ ત્યાં અતી ભારી. ૨૩ ગાદી તકીઆ બીછાવ્યા ત્યાંય, મુકયાં ગાલમસુરીઆં માંહય; પોઢયા ત્યાં પતિ પ્રેમદા પરખી, સતી રંભા રતીના સરખી. ૨૪ જોડું જોવાના સરખું સદન, તાકે માધવ મનમથ મન; આવી અબળા ઉભી એક પાસ, નાથ નિરખે પણુથાય ઉદાશ. ૨૫ કરજોડી કહે વૃંદા વચન, સ્વામિ સંદેહ ન ધરશો મન; એક અરજ કરૂ અધિપતિ, જાણે કયમ ફરી મારી મતિ. ૨૬

મેં જમાડયા તમોને સ્વામ, ત્યારની લાગે તમારી ખામિ હરિહર વાસવ જેહ, કુડા કપટી કળ્યા નિધિ તેહ. ૨૭ તે તો જગતપિતાને ઠામ, હુંછું તનઆ તેની નથી વામ;તમે જો હો કો કપટી દેવ, તાકો તનમાં સતિની શેવ. ૨૮ તો આ વિશ્વ બધાનુ પાપ, જો બગાડો પર સ્રીને આપ; કરે ઘાત કો આવે શરણ, તેને આડુ આવે દુખ મરણ. ૨૯ હુંતો ભુલુ અધિપતિ આશે, જોજો વાહાતા મને વિશ્વાસે; મને નાથ કરશો અળગી, રહીછું વેણુ તમારાને વળગી.૩૦ ખાઉંછું શાનિધ આવતી સાંસો, પડે ભુપ ન મુજને ભરૂં સો; ભવ બ્રહ્માથી ના લલચાઉ, એક વિષ્ણુને ઠાગે ઠગા ઊ. ૩૧ હરિ હોતો ના હારશો ધર્મ, છે અયુકત એ પાપનું કર્મ; જોજો રાજ ચઢાવતા રીશ એમ કહી મુકયું ચરણમાં શિશ ૩૨ કમળા વર કહે સુણો નારી ખરી ખાતરી માન તું મારી, આવ્યો પરથમ પાહર જયારે, તારે તાતે તેડયો મુને ત્યારે, ૩૩ બળ બુદ્ધિની કીંમત કીધી, તારે તાતે તુને મને દીધી, પછે જીત્યો હું દેશ સમસ્ત, દિધી રાહુએ રત્ન વસ્ત ૩૪ ચઢયો સુર સાથે સંગ્રામે જયારે, આપ્યો કંદુક હાર તેં ત્યારે, લે આજો ફુલ તપાસી, ઘણી વૃંદા થઈ સુખ રાશી; ૩૫ કહી પુરવના ગુપ્ત જે વાત જુઓ માયા ત્રિભુવન તાત આપ્યુ આદિતે માધવે માગ્યું, સાચું સતિને સ્વરૂપતે લાગ્યું ૩૬ પછી ચંચળ નેત્ર નચાવી

સતી શ્રીપતિ પાસરે આવી; આવ ભાવને કામ કટાક્ષ, કરે સતિ જોઈ સરવના સાક્ષ ૩૭ નક્ષત્રને અંધર સુધાપાન, કામ કેલી કરે ભગવાન જુઓ ઈશ્વરે ખોદ્દી અજાડી ભોળી ભામની ભુલી પાડી ૩૮ ઊર્ધરેતાને ઈશ્વર યોગી, થયા ભવહર વૃંદાના ભોગી; જયારે વાલાને વઢતાં ન ફાવ્યું, ત્યારે વૃંદાનું વરત ચુકાવ્યું. ૩૯ થઈ માતાને મારે બાળ,તેનો કોણ મળે રખવાળ; ફળ થાતું તરૂવર ખાય, તેનો તસ્કર કોણ ઝલાય. ૪૦ પીવા પાત્ર જો પાણીને લાગે, તો ત્રિલોકની તરશ ન ભાગે; સતિનુ સત શ્રીજી મુકાવે,ત્યારે કોણ રામા એ ન આવે. ૪૧ ।। વિશ્રામ ।। આવે ન એવી કોણ રામા, કેશવ છેડો સાહાયરે; વૃંદા સાથે વિહારને, ત્યાં વરતે વૃજરાયરે. ૪૨ એ કથા રહી એટલે, સુર શિવ નાઠા જાયરે; રેવા નિશાએ નરપતિ, શિભીરમાં સોહાયરે ૪૩ ।। ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચીતે વિષ્ણુ વૃંદા વિહાર વરણો નામ ષટત્રિંશો અધ્યાય. ૩૬ ।।

## અધ્યાય ૩૭

રાગ મલ્હાર ।। એણી રીતે વાલો, વૃંદાને છળવા લાગ્યા; શિબીરમાંથી પ્રાત:કાળે, સીંધુંસુત તે જાગ્યા; લાકડાને લાગ્યારેરેરે હો દિવશ દોહેલારે. ૧ સ્નાન સેવા કરીને ત્યાં, ઈષ્ટ આરાધન કીધું; લોહો મોજા પગે પેહેરી, બળ

બક્તર ધારી લીધું; લા૦ ૨ શોનેરી સુરવાલ, જરતરી લેહેં-કે લેહેરી; મસ્તક મુગટજ ધરિયો, કેશરિઆ વાઘા પેહેરી લા૦ ૩ ગદા ગુરજને ગોળા, તરકસને તીરધારી; શષિસેખ રચું ભડવા, કરી ગજ ઉપર અસ્વારી; લા૦ ૪ ઘોર ગરજના ઘનના સરખા, કોપ કરીને કિધી; દાનવ દળની સેના શણગારી સંગે લીધી; લા. ૫ સાગર સેના દેખીને, ઉલટ અંગ ન માય; જાળંધર જાતાં તે, માનશુકેન બહુ થાય. લા. ૬ વામભાગે ભઈરવ, કળકળતી કઠોર નાદ; જમણી દુરચા દેછે, શંભુના સુતને સાદ; લા. ૭ મરકટ હરણા હુકી, દોડીને ડાબાં થાય; દક્ષણુ ફાલુ બોલે, શિરબાજ ઝપાટા ખાય; લા. ૮ કાગ સ્વાન કોશિયો, ખર લોંકડી દક્ષિણુ બોલે; નેત્ર ઉર ભુજ વામ, ફરકે દરશી મન ડોલે; લા.૯ છીંક તડાતડ થાયે, સુરશું સંગ્રામે જાતાં; વા ચોદશના વાયે, નરખીને નેણુ ભરાતાં; લા. ૧૦ દિનકર ભાસે ઝાંખો, આડો ઉતરિઓ સાપ; શિષ વિના પરછાયો, દરશી પ્રગટયો સંતાપ; લા. ૧૧ આ અપશુકન જોતાં, સંતાપ પ્રગટશે ભારી; પતિવૃતા પણુ ચુકી, નિશ્ચે નિરલજ થઈ નારી. લા. ૧૨ ખરી ખાતરી પાસે જે, સમરથ શંદેહ ખોવા; કંદુક કાઢી કરમાં, જાળંધર લાગ્યો જોવા; લા. ૧૩ લીલાં કંજર રહેતાં, એ જેમ પાણીનાં પાયા; સમ ખામે સતિએ આપ્યાં, આ એજ કુસુમ સુકાયાં; લા. ૧૪ થઈનથી

તહીં થાયે, કામનિયો કપટી કોની; હું મરવાને ચાલ્યો, મે હેલાનું સાચુ માની; લા. ૧૫ મિઠે વચને બોલી; મારૂ મ ન લીધું તાણી; જડ બુદ્ધિ મારી તેમેં, જુવતિ જારી ન જા ણી; લા. ૧૬ માંથે મૃત્યુ આવ્યું, હાવે કયાં જઈએ નાશી આ વેળા કયાં આવી, જગમાં થાવાની હાંશિ; લા. ૧૭ ભવનો ભારજ ભાગ્યો, રહિ વિનતાને વિશ્વાસે; છેતરીને છે હ દીધો, શી વલે આશું થાશે; લા. ૧૮ મેં કુમતિને જા- તાં, કે જાગ્ય કરી નહિં આડો; તો શા કારણ સુજને, કક ડા મોઢીને કાઢયો; લા. ૧૯ સતીપણુ આ સાચુ, તે સમો પડે સમજાયું, એ વીતના વેરણ કયાં, તેં મારૂ નાક કપા વ્યું; લા. ૨૦ લોકે લાજજજાશે, કહેશે હીમતવાળો હારયો નીચ નજરમાં નાવ્યો,તો ઘરમેળે નામારયો; લા. ૨૧ વ્યા ળ વીષને વિનતા, એ છંછેડયાં સહુ ખાયે; પાળનારને પી ડે, કોયેકુમતી નાકળાયે; લા. ૨૨ વ્યાઘ્ર સીંહને મળવું,એ મેળ થયે ના મારે; શીર કાપી આપે એવી શ્યામા, પણ સ્વામીને સંહારે; લા. ૨૩ મનમથને વશ મેહેલા, એ કરે ચાહે તે કરમ; કપટ કરી કચરાવ્યો, આ જુઓ સતીનોધ રમ; લા. ૨૪ દગો કરયો ડહાપણડાહી, તેં ઘરથી ઘોળે દ હાડે; ગણ્યો નહીં તેં ગોરી, મને પરપુરૂષને પાડે; લા. ૨૫ સુર સંગ્રામે નાસુ, તો ભારજ ભાગે મારો; તેં ચટમાં ઘા કીધો, નહિં ઉગરવાનો આરો; લા. ૨૬ મેહેલાનું મુખનાજે

ઉં, એ સાથે ના ઉચરવું; એ કરતાં તો સારૂં, સંગ્રામે સ
નમુખ મરવું; લા. ૨૭ જો જો કો નર કરતા, ભાઈ વીશ્વા
સ; મન મેળવીને નાખ્યો, નારીયે મૃત્યુપાશ; લા. ૨૮ હે
ત કરી ગજ હાંકયો કહે શતરૂ સન્મુખ થાવું; આશતજી
ઉગરચાની, કે ફરી નથી ઘેર જાવું; લા. ૨૯ ઈંદ્ર ચંદ્ર અ
ગનીને. અનીલ વરૂણજજેહ; શશીશેખરને ભાનુ, સહુ ત્રી
દશ આવ્યા તેહ; લા. ૩૦ કડાઝુડ બે સેના થઈ, દેવે દુંદુ
ભી દીધાં; ત્રંબાળુ ગડગડીઆં, ઉચાડાં આયુદ્ધ લીધાં; લા.
૩૧ નરપે નાગ ચલાવ્યો, શંભુના સનમુખ આવ્યો; જા-
ળંધરે ત્યાં ગરજી, ગીરજાવરને બોલાવ્યો; લા. ૩૨ ધરાધર
ત્યાં કંપ્યો, દિગપાળ દશે ત્યાં ચળીયા; ધૃવ મેરૂ ત્યા ધૃ-
જયો, સીંધુ સાતે ખળભળીયા; લા. ૩૩ પરીઘ પટ્ટીને પા
સ, તરકસના તીર છુટે; ગદા ગુરજને ગોળા, તારામંડળ
ત્યાં તુટે; લા. ૩૪ ઝુંબારણ ત્યાં થાય, સુર સઘળા નાઠા
જાય; કોઈ પડતાઆખડતા, દાનવદળ પુંઠળથાય; લા.૩૫
કો સુર તે શીર ઝાલી, બેઠા છે શોણિત ચુતા; પ્રાણ વિના
થઈ પ્રાણી, શુરા કો રણમાં સુતા;લા. ૩૬ ગિરિજાવર ત્યાં
ગરજી, ત્રંબક તાણીને ધાયા; શીંધુસુતના સામા, ધરણી
ધર કોપી આવ્યા; લા. ૩૭ અંબુસુતનુ આસન, અવિના
શે જોયું જયારે; લુખુ મુખતે લાગ્યું, તરૂણી લોભાણીત્યા
રે; લા. ૩૮ શંકર કહે શ્રીપતિયે, વૃંદાને વિભળ કીધી; લ

ક્ષમિવરે લલચાવિને, ઈજત એની લીધી; લા. ૩૯ પશુ
પતિએ તે પરખી, પ્રૌઢું પગમાં બળ આવ્યું; હઈએ હીં
મત આણી, શત્રુનુ સૈન્ય હઠાવ્યું; લા. ૪૦ શસ્ત્ર ત્યાં લક્ષ
કોટિ, અરબુદશર ત્યાં મારચાં; વારિ વાહની પેઠે, બીંદુ સ
રખાં બળ ધારચાં; લા. ૪૧ અસુર અતુળિત સેના, શીંધુ
સુતની સંહારી; રણુવન નાઠા જાએ, જ્યાં કોપ્યા ત્રિપુરા
રી; લા. ૪૨ તવ કોપ કરીને રણમાં, શીંધુનો શુત ગડગડિ
ઓ; ત્રિદશ સઘળા ત્રાશ્યા, ને તનમાં ત્રાસ પડિયો. લા.
૪૩ એક એક શુર અંગે, તે લક્ષ લક્ષ શર વાગ્યાં; ભડકી
ને ભડ ભાગ્યા ને ત્રિદશ ટોળાં તાગ્યાં; લા. ૪૪ ખલકે સ
હુ ખળભળિયું; શુરનો કિધો સંહાર; કડાઝુડ થઈ કટક,
વરત્યો હાહાકાર; લા. ૪૫ પારવતિપતિએ કોપી, અગન્યા
સ્ત્ર મુકયું જ્યારે; દાનવસેના ઉપર વઈશ્વાનળ વરસ્યોત્યા
રે; લા. ૪૬ સીંધુસુતે મેઘાસ્ત્ર, મુકયું તે તેણીવાર; પશુપ
તિએ પવનાસ્ત્રનો, ત્યાં કીધો ટંકાર; લા. ૪૭ ગજ રથ ઘો
ડા પાળા, ઉડે આકાશે ત્યાંય; ભુમરાણ બહુ થાય, ભંગાણ
કરયું રણમાંય, લા. ૪૮ શંભુએ શેલાસ્ત્ર, મુકયું તે ત્યાંપ્ર
ચંડ; ઘનસમ ગિરી કુટ વરસે, તે જેમ ભાગ્યું બ્રહ્માંડ,લા.
૪૯ સીંધુસુતની સેનાનો, વળિયો કેચ્ચરઘાણ; પાળા ગજ
રથ પડિયા, પ્રૌઢા વરષી પાષાણ; લા. ૫૦ ।। વળણા પા
ષાણ પડતા જોઈને, વજ્રાસ્ત્ર મુકે વીરરે; પરવતને પ્રાજે ક

રચા, ધાયા રણુમાં ધીરરે, ૫૧ મામ ન મુકે મરદ કો, વ ળગ્યા બીજીવારરે; રેવા રણુમાં ત્યાં પડચા, દેવ અસુરની રધારરે. ૫૨ ॥ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે જાળંધર શંકરસંગ્રામ વરણોનામ સપ્ત ત્રીંશો અધ્યાય ૩૭॥

## અધ્યાય ૩૮.

॥ રાગ ધનાશ્રી ॥ વદે વાલ્મીક વળવારે વાણી, કોપ્યા શંભુ જાળંધર જાણી; દોડચા દાનવ રણમાં શુર, થાય પા ચદળ ત્યાં ચકચુરે. ૧ થયા અગણિત યોદ્ધા નિપાત, વર શે બાણુતણો વરસાદ; વેહેછે શોણિતની નદીઓ ત્યાંય, ત્રાહે ત્રાહે વરત્યો રણુમાંય. ૨ તણાઈ જાયછે બાહુના બળિ આ, કોઈ શોણિત કાંપમાં ગળિઆ; કંપે મેદની ચરણુપ્ર તાપે, ચિદાનંદ ધરયાં શર ચાંપે. ૩ મારચા શીંધુના સુત ને જગતાત, નાખ્યો ગજને યોજન લેઈ સાત; હસ્તી ચી શ પાડેછે વિશાળ, ખળભળિઆં તે સપ્ત પાતાળ. ૪ ફે રી ગજ લેઈ આવ્યો અસુર, વાધ્યું પંચવદન બળપુર; જો જે જટિલ આ મારા હાથ, સરવે સંહારૂ સુરનો સાથ. ૫ મુકયું પવનાસ્ત્ર શિંધુંકુમાર, ઉંડચા વૃષભાદિ યોજન બાર; બેળે ઈશ્વર અવનિમાં આવે, મારી બાણુ આકાશે ભમાવે. ૬ આવે અવનીરે ઊંચા જાય, ચકડોળનિ પેઠે ચળાય; ગં ગાધર થયા ગાભરા ત્યાંહ, પડયું ભંગાણુ મહારણુમાંહ. ૭

અજ ઈંદરે જાણ્યુ નાંખ્યા મારી, ટકીનાશકયા ત્રિપુરારી. બ્રંહ્મા કહે સુણ વાસવ સાર, મેંતો નથી ખમાતો આમા ર. ૮ નથી માહરે લાભનુ કામ, જાવા દો મને જીવતો ધામ; પિડા અસુરના મારથી પામું, આપું કહોતો હું રાજીનામું. ૯ નહીંતો અધવચ જઈશ હું નાશી, થાશે તે ટાણે દેવની હાંશી; નથી કહેતો હું લાજનો મારચો, હાર ખાધી ને હીંમત હારચો. ૧૦ નહિં જીતાય આ મોતનો મેળો,ભાઈ થાવાદે ભામની ભેળો; તું બચાઊં જો આ સમે હાડ,નહીં ભુલું હું તારો પાડ. ૧૧ નાઠો ગરવી જે ગીરિવરધારી, હવે મારી શિ ગુન્હેગારી; કહયું કયમ કરે મારી કાય,ત્રીપુરારિએ જયાં ન ટકાય. ૧૨ ઈંદ્ર કહે જઈએ અજ જીતી કરીએ સામટા યુંદ્ધ અનીતિ; ચિત્ત દઈ સહુ સુર ચઢિએ તુટિ એકના ઉપર પડીએ. ૧૩ વિધિ કહે કરીએ અધર્મ આપ, બેસે પારવનુ એમાં પાપ; એની ગરજના જીુદ્ધમાં થાય, મેંતો હંસ ઉપર ન ટકાય. ૧૪ શક્ર કહે ઝાલો શર ને ચાપ, એનુ મારે માથે સઊ પાપ; તેનુ તમને ન લાગે લેશ, હિણાં કરમને હું ભોગવેશ. ૧૫ કહે ચતુરમુખ ચાપ ન ધારૂં, કહોતો ચોમુખે વેદ ઉચારૂં; ઈટયો અસુરને અજ તમે મારો, નથી ગમતો એ જ્ઞાન લવારો. ૧૬ દેખી અસુરને નાશીરે જાય, એથી અમર ન કાયા થાય; ભુખ ભણતરે કોની ન ભાગે, બ્રહ્મ થાય પણ ભોજન માગે. ૧૭

વપુ વસ્ત્ર વિના ન ઢંકાય, ખરી ભુખમાંએ ન ખવાય; પિ ડાનું ન મટયું જુઓ પીઠું, મેંતો એ દેવાતણમાં ન દીઠું. ૧૮ માટે જ્ઞાનનુ નાં મળે કામ, કરો સંપીને સબળ સંગ્રા મ; એમ કેહીને ત્યાં આયુદ્ધ લીધાં, સુર સાથે પ્રયાણુજ કીધાં. ૧૯ ઈંદ્ર ચંદ્ર અરૂણુ અજ ત્યાંય, વિસ્વાનળને વ- રૂણુ રણમાંય; કોપ્યા ચંદ્રશેખર આદિ સુર, ચડયું જેમ સાગરનું પુર. ૨૦ શર સમસમ કરતારે ધાય, છુટે ગોફણુ ફણુ ગુરજ ગદાય; પડે પટ્ટી પરિઘનેરે પાસ, ઉડે અમરના રથ આકાશ. ૨૧ આવ્યા અવનિમાં ઈશ્વર જ્યારે, ગયાત્રિ દશ નભમાં ત્યારે; લાગ શીંધુસુતે તવ લીધો, મારી નં દીરે નિરબળ કીધો. ૨૨ થયા ગાભરા ગંગા ધરણ, ચીરચા ચક્રથી વ્રષભના ચરણ; હંસપર થયા ફાટિને ફુકા, નાઠા દ હિણુ નાવ્યા ઢુકા. ૨૩ પડી ત્રિદશ ઉપર તાળી, નાસે ના જુવે પાછું ભાળી; પડયો ઠાલો ત્યાં રણનો ઠામ, ભાગ્યા ભડ મુકી મન મામ. ૨૪ ત્રાહે ત્રાહે ત્યાંત્રિદશ બોલે, દોટા દોટથી દિગ્ગજ ડોલે; મારી દાનવે દેવ હઠાવ્યા, શશિશેખ ર સનમુખ આવ્યા. ૨૫ ગ્રહ્યું પિનાક ત્યાંશુલપાણી, ધાયા કાલાસ્ત્ર તે સમે તાણી; ઉડયું અસ્ત્ર તે અપર અનુપ, આ વી મુરછાને પડિઓ ભુપ. ૨૬ ત્યારે દેવે ત્યાં દુંદુભિ દીધાં, પડયાં તેણે આયુદ્ધ ઉઠી લિધાં; શસ્ત્ર શોણિતવાળારે કર તા, ફુલ્યા ફોગટ સુર સહુ ફરતા. ૨૭ કરે ખુંખારાને ખા

ય શ્વાસ, જાણુવે ઝાઝો શ્રમનો પ્રયાસ; વળી મુરછાને ગ
રજ્યો ઘોર, કર્યું જાગી જાળંધરે જોર. ૨૮ ચઢી મેદની તેસ
મે ચાક, મારી હરને હઠિલે હાક; કોપી સરપ મુકી સાધ્યો
બાણુ, લેવા પશુપતિકેરા પ્રાણુ. ૨૯ થઈ ગરજના બાણુની
ધાડિ, નાઠો નંદિ ત્યાં શંભુને પાડી; થયો સુર સેનામાંશો
ક, ત્રાહે વરતાયો ત્રણે લોક. ૩૦ થયા પારવતિવલ્લભ પા-
ળા, વળગ્યા મલ્લજુધે મદવાળા; મારે ધનુષ પરસ્પર ધાઈ
તાણે કેશ કપટ કરી સાઈ. ૩૧ ગદા ગુરજ ત્રિશુળ પડેતાં
ય, રેતી પેસે રોળઈ મુખમાંય; પાડુ ગડદા પછાડ અંગ,
થયા ગિરજાપતિ ગતિ ભંગ. ૩૨ પાડે પારવતિપતિ ચીસ
સામાસામી અફાળે શીષ; વળ્યો સ્વેદ ચઢે પગે ખાલી,
જાણે શૈલે શરિતા ચાલી. ૩૩ તોડી ત્રિપુરારિની દાઢી, કુ
ટચા અવનિ ઉપર પાડી; અવિનાશીને ઉધડા લીધા, મા-
રી કોણીએ કુચ્ચર કિધા. ૩૪ ઉઠી દાનવ ત્યાં દડવડિઓ,
કુદિ ગિરિવર ગજપર ચઢિઓ; સાહી વૃષભ ચઢચા શિવ
રાય, કડાઝુડ કટક બેઉ થાય. ૩૫ મારી શંભુએ શાંગ્યજ
ધિરી, નાંખ્યો હસ્તીને ચડડ ચિરી; ઝાલી ઝંધાવતે રાખ્યો
ત્યાંય, પડયો ચિરીયો થઈમાંય. ૩૬ બીજા રથપર બેઠો જા
ઈ, આવ્યો શંભુનિ ઉપર ધાઈ; મુકયો વિષધરે શરમતી વ
ક્ર, મારયા અશ્વ ચિરયા રથ ચક્ર. ૩૭ થયો ગાભરો શશી
ધુનો તન, સજ્યું વાજીતણુ વાહન; કોપ ત્યાંતો કપાળિ-

મે કાઢયો, તાણી હયથકી હેઠો પાડયો. ૩૮ જાણ્યું અસુ
રે કે આવ્યો અંત, બળહિન થયો બળવંત; લાગીચોદશ
કાળની ભિતિ, જાણ્યું કે ગઈ બાજી જીતી. ૩૯ સાંગ્યશ
ક્તિ ભાલા ભિડી માળ, ગદાચક્ર ભાગ્યાં ભુપાળ; ઠાલોકા
ઢરીઓ ર૭ ઝુઝે, માથે મૃત્યુ ભમે તે સુઝે. ૪૦ જાણે અ
વધી આવી રણ ઢુકી, ત્યારે ઉગરયાની આશા મુકી; શિ
વ જોગણી ઝડપો દેછે, માથે મ્રત્યુને ગીધ ભમે છે. ૪૧ વ
રસે રૂધીરતણો વરસાદ થાય, આભમાં ઉલ્કાપાત; કંપી
મેદની સપ્ત પ્રાતાળ, ડોલ્યો કુર્મને દશદીગપાળ. ૪૨ તા
રામંડળ ત્યાં તડતડિયાં, ભુલા રવી શષીના રથ પડીઆ;
માયા માહાસુરની સઉ ફેરી, લીધો કાળ કટકમાં ઘેરી. ૪૩
કહે જાળંધરને માધેવ, સમર ઈષ્ટતારો તતખેવ; હવે નહીં
થાય ભામનિ ભેળો, લીધો કાળ પુરૂષે તુજ કેડો. ૪૪ કા
ઢયું અર્ધચંદ્ર કહી બાણ, લેવા પશુપતિએ ત્યાં પ્રાણ; મુ
કયું બાણ કરીબહુ રીસ, આવ્યા અંતની ઊપર ઈશ. ૪૫
પાડી હસ્તિએ ચોદશચિસ, જીવે કયમ જયાં રૂઠયા જુગ
દીશ, અર્ધચંદ્ર આવ્યું મુકયું ઈશ, છેદયું જાળંધરનું શિષ
૪૬ ।। વિશ્રામ ।। શિષ શીંધુસુતતણું, ઉડયું ત્યાં આકાશ-
રે; ધડ ધરણી ઉપર રહ્યું, પડયો ત્રિલોકે ત્રાસરે. ૪૭ કુંડ
ળ મુગટ વિરાજતે, તેજ પ્રભાકર ભાસરે; રેવા શિષ આ
વી પડયું, વૃંદા વિષ્ણુ પાસરે. ૪૮ ।। ઈતિશ્રી પદ્મપુરાણે

જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સિંધુસુત સંગ્રામે મૃત્યુવરણોનામ અષ્ટત્રીંશો અધ્યાય ૩૮ ॥

## અધ્યાય ૩૯

॥ રાગ મારૂ ॥ વદે વાલમિકરે, ભારદ્વાજ શ્રવણે ધરે સુત શઊનકરે પ્રત્યે વચન ત્યાં ઉચરે. ૧ વૃંદા વિષ્ણુનેરે, એકાંતે સ્થળ જ્યાં જડયું; પોઢયા પરિઅંકેરે, ત્યાં મસ્તક જઈને પડયું. ૨ જોઈ જુવતીનેરે, તનમાં ત્રાસ પુરણ પડયો; કરણ કુંડળરે, મુગટ લહયો મણિએ જડયો. ૩ સતિએ તવરે, સ્વામિનું મસ્તક જાણિઉં, કયાં કુટિલ થઈરે, અણચિંત્યું આ દુઃખ આણિઊ, ૪ કયા કરમનારે, કાળા પ્રગટ મારા થયા; મુકી મુજનેરૂ, કંથજી મારા કયાં ગયા. ૫ કોણ કપટીએરે, ભ્રષ્ટ કરી મને ભોગવી; પાપપ્રગટિઆંરે, કરમે કલંકવતી થતી હવી. ૬ મારા નાથજીરે દેવે દગો મુજને કરયો; પ્રાણજીવનરે, તે પાપે તમ દેહ પરહરયો ૭ ભુંડા ભાગ્યનીરે, માટે શું મુજને મેલી ગયા; નથી ભોલતારે, કંથજી કયમ કપટી થયા. ૮ પિડા પ્રેમનીરે, વાલા વદન દરશી બળુ, આવી કએ સ્થળેરે, મનમોહન તમને મળું. ૯ દુઃખ દોહલુરે, વિકટ વિયોગનું નહીં મટે, નમેરા થવુંરે, નાથજી તમને ના ઘટે. ૧૦ રિસ ના લાવશોરે, બળતી બોલું બેભાનમાં; કયાં મુકી ગયારે, રાજ રઝળતી રાનમાં. ૧૧ પેહેલી પ્રિતમાંરે, મોહઆ મન લિધાં હ

રિ; છો દયાનિધીરે, મારે જીવણ ઝાંખો જરી. ૧૨ હું અ ભાગ્યણિરે, પ્રથમ દોષ મારો પડયો; વેહ વશ થઈરે, એ અપરાધ મને નડયો. ૧૩ રક્ત નેત્રનેરે, રૂદન કરે ત્યાં કામ ની; કોપી કળકળેરે, ભુલી ભમે છે ભામની. ૧૪ ધુણેશિ ષનેરે, કેશ તોડે કન્યા તાંહ; પિઉ પાતળારે, કષ્ટ વિષે નાં- ખી કયાંહ. ૧૫ જીવ્યું ઝેરછેરે, કંથ વિના કામનીતણું, થ યું માહરૂંરે, લોક વિષે લજવાપણું. ૧૬ મને નાથજીરે, છે હ દેઈ છેટું ન પાડશો; પ્રભુ માહરૂંરે, કે દિન પાનુ કાઢ- શો. ૧૭ કોપ્યું કરમનેરે, ગામ ગાળ મુજને ચઢી; રૂપ રા જનુરે, ભાળી ભોળઈ ભુલી પડી. ૧૮ પરપુરૂષનેરે, મોહથ કી નથિ માણિયો; દગો દેવનોરે, જીવણ એ મેં ન જાણિ ઓ. ૧૯ મારૂં મોહનરે, મળવાને મન અકળાય છે; વાલા તમ વીનારે, પલક કલપસમ થાયછે. ૨૦ માન્યા મનતણા રે, છો મારી આંખના ભાવતા; કયારે દેખીશ રે, ગજપર ચઢી ઘેર આવતા. ૨૧ હીણા હાથનુ રે, કોણ જમી રાજી થશે; શોકસીંધુંમાં રે, કોણ વેહેતાં કર ઝાલશે. ૨૨ દાવો દેવનીરે, ઉપર મારા ન ચાલાઓ; હાથ હોંશથીરે, જનમ નભાવાને ઝાલીયો. ૨૩ કહે કોકને રે, કોમળ કયમ કપટી થયા; મુકી મુજને રે, રાજ રીસાવીને કયાં ગયા. ૨૪ રીત રાજનીરે, રાંકડી હું જાણુ જરી; ત્યા રે કંથજી રે, કયમ મ ને આગળ ના કરી. ૨૫ કયા દેશમાં રે, ન્યારાં નગર વ-

સાવીઆં; કઈ માનીતીરે, રાજનાં મનડાં મનાવીઆં. ૨૬
કોણ બાંહડીરે, સાહીને મુંજને બોલાવશે; વસ્ત્ર વીવીધનાં
રે, મનગમતા કોણ મગાવશે. ૨૭ મારાં લાલચુ રે, લોચ
ભાણાં લોચન ઝુરશે; મોઘા મુલનારે, કોણ મનોરથ પુર
શે. ૨૮ ઉઠી ઓળખો રે, કોણ પાપી પાસે પડયો; હીણા
કરમનો રે, નિચ રીપુ મુજને નડયો. ૨૯ પરમેષ્ટીએ રે, મં
દ કયાં મુજ માટે ઋડયો; સુતો સેજમાં રે, રાજ રૂપ લેઈ-
ને રડયો. ૩૦ સુણી સેજથીરે, ત્રાશિને ત્રિકમ ઊતરયા; ધ્રુ
જે થરથરરે, શ્રાપથકી બિપી ભરયા. ૩૧. કરી ક્રોધનેરે, વૃં
દા વચન વળતી વદે; પાપિ કોણછુંરે, ભોળવી મને માયા
મદે. ૩૨ દેવ દાનવરે, રાક્ષસ યક્ષ કિન્નરપતિ; પ્રેત પિશા
ચજરે, ગાંધરવનર નાગ જયતિ. ૩૩ ઓ અભાગિઆરે,
છળ કરી કયાં મને છેતરી; દઈ શ્રાપનેરે, ભસ્મકરૂં તુજને
ખરી. ૩૪ સતિના શ્રાપથીરે, કમળનયન કંપિગયા; દગો
દિનછેરે, ઓશિઆળા ઈશ્વર થયા. ૩૫ ગુન્હેગારતેરે, ત્રિક
મનુ તન ત્રાશ્યું; કોટિ કંદ્રપ રે, લાવણ્યરૂપ પ્રકાશ્યું; ૩૬
મેઘશ્યામને રે, અંબુજવરણી આંખડી; ચતુરભુજને રે, અં
ગુળી પદમની પાંખડી. ૩૭ મકરાકૃત રે, કરણમાં કુંડળઝ
ળહળે; મોર મુગટને રે, તાપ ત્રિવિધી દરશને ટળે. ૩૮ શં
ખ ચક્રને રે, પદમ ગદા કેર શોભતાં; પીતાંબર કટિ રે, દે-
ખી મુનિ મન લોભતાં. ૩૯ કંઠે કૌસ્તુભ રે, વૈજયંતી મા

બા ધરી; ભ્રગુલાંછન રે, સોળ ચિન્હ શોભિત હરિ. ૪૦ જો જોઈ વિષ્ણુને રે, વૃંદા વહી છુટી લટે; કસ્વી ભ્રષ્ટનારે, ગિરિધરધર તમને ઘટે. ૪૧ સતિ સંતનારે, રક્ષણુ કાજ તમે હરિ; પરનારનીરે શી સમજણે સેવા કરી. ૪૨ કોટિ બ્રહ્માંડમાંરે, પળમાં પ્રકાશ કરીહરો; તો દાનવતણોરે, આપઆ ગળ શો આશરો. ૪૩ અન્યુપાસનેરે, વધવો હતો દાનવ પતિ; શિર કલંકજરે, ધરશું તે ભ્રષ્ટ કરી સતિ. ૪૪ પુરણકામ ક્યાંરે, પેટમાં પાળી મારિયે; વાત વિસ્તુરીરે, ઘર ઘાલ્યું ગિરધારીયે. ૪૫ ભુંડો ભ્રષ્ટ થઈરે, વિશ્વની બાજીબ ગાડશો; જીવ જોઈ કરેરે, વાંક ત્યાં કોનો કાઢશો. ૪૬ તાત વીશ્વનારે; લોપ્યો આ વેદનો કાયદો; આ અધરમમાંરે,શો મળ્યો તમને ફાયદો. ૪૭ વીશ્વ કરતાનોરે, વીશ્વાસ તે રાખ્યો નડયો; છળે છેતરીરે, જીવન જન્મ છુટી પડયો. ૪૮ તપશીરૂપેરે, ભ્રષ્ટ કરી હું ભામની; માટે લઈ જશેરે, કોત પશી તારી કામની, ૪૯ અતિ જડથઈરે, માટે શ્રાપ આ લાગજો; સરીતા વીષેરે, શૈલનું રૂપ તારૂ થજો. ૫૦ શ્રી પતિ કહેરે, સલ્યા કીધો અને સતિ; માટે તું થજેરે, વૃંદાવનમાં વનસ્પતિ. ૫૧ હું પાષાણપરરે, પામર વસ્ત્ર પખાળશે; ત્યારે તુજનેરે, ચતુરાઓ ચુલે બાળશે. ૫૨ ચણી ત્યાંસતીરે, પાય નમી પરિબ્રહ્મને; રાખો શરણુમાં રે, વિસારી કરમ અધરમને. ૫૩ થાશો શૈલપણે રે, વિશ્વ પ્રભુ કરી પુ

જશે; કરી કામનીરે, કયમ તમથી અળગી થશે; ૫૪ સુ
ખ સેજમાંરે, ભોગવિઉં ભરથાર થઈ; હવે મુજનેરે, કંથ
કરો અળગી કહીં. ૫૫ રમાનાથ ત્યાંરે, સુંદરીને સ્વાધીન
થયા; તાહારે વશ હુંરે, શ્રીમુખે એ અક્ષર કહ્યા. ૫૬ તા
રા વિના હુંરે, ભામની ભોજન ના કરૂં; તું વિના નહીંરે,
ભુષણ વસન વપુ ધરૂં. ૫૭ તુળશી તું થજેરે, પટરાણીમા
રી પ્રેમદા; મોક્ષદાયનીરે, તું સતિ સ્રષ્ટીમાં સરવદા. ૫૮
તારૂં પત્રજરે, મુકીને દાન જે આપશે; તેનુ ફળ સતીરે,
કોટિ ઘણુ કોડે થશે. ૫૯ સેવા આચરીરે, પત્ર તારૂં શિર
થાપશે; તે માનવીરે, પ્રાણથી વલ્લભ મને લાગશે. ૬૦ છ
પન ભોગમાંરે, તુજ વિના જમવુ નહીં માહરે; શ્રીથી વ
લ્લભરે, હું શરણે સતી તાહરે. ૬૧ કનક પાત્રનેરે, વસ્ત્ર
આભુષણ ગાય છે; અશ્વ ઉરવી તેરે, તુંજથી કોટીઘણુ થા
યછે, ૬૨ અરપે વિપ્રનેરે, તુલશીનુ પત્ર ઉપર ધરી; તેને આ
પું હુંરે, વ્યાજ સહિત પાછો ભરી. ૬૩ પુજે વિપ્રનેરે, તા
પ ટાળું હું તે તણા; સુણે માહાત્મ આરે, તે વલ્લભ મુજ
ને ઘણા. ૬૪ હાર હેતથીરે, દ્વિજના કંઠમાં થાપતા; તેને
કનકનારે, અરપીને સંકટ કાપતા. ૬૫ પરમારથરે, હાથન
વાહયો જેહને; નથી આપતોરે, તારૂણી હું કાંઈ તેહને.૬૬
તારા શ્રાપનેરે, માનુની હું મસ્તક ધરૂં; જગુત પાપનેરે,વિ
પ્ર વેષે વાસો કરૂં. ૬૭ સુણી ત્યાં સતિરે, સ્વામીનુ શિર

લેઈને પળી; વન્હિ પ્રગટિઓરે, વપુમાંથકી, વીનતાબળી. તેની છારમાંરે, લક્ષમીવર લોટી ગયા; તરત તે પળેરે, છોડ ત્યાં તુલશીના થયા. ૬૯ ાા વિશ્રામ ાા થયો છોડ તુલશી તણો, વિશણુ વલભ જેહરે; ત્રિભુવન પાવન તે કથા, વિસ્તારી કહી તેહરે. ૭૦ ગલકી પુત્ર ગોવિંદજી, શાલીંગ્રામ સ્વરૂપરે; રેવા સતિના શ્રાપને, શિરધારે ભવભુપરે. ૭૧ ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વિષ્ણુ વૃંદાપરસ્પર શ્રાપ વરણોનામ એકુન ચત્વારિસો અધ્યાય ૩૯ ાા

## અધ્યાય ૪૦.

ાા રાગ આશાવરી ાા વાલમિક વળતા એણીપેર બોલ્યા, સાંભળને ઋષિરાય; વૃંદા વૃક્ષ થઈ તુલશીનું ત્યાંથકી વિષ્ણુ પળાય. ૧ સુર સેનામાં શ્રીપતિ આવ્યા, શંભુને કહે સમાચાર; સુણતાં હરખ સઉને વાપ્યો, વરત્યો તે જય જયકાર. ૨ આ રીતે સતિને સમજાવી, કપટ કરયું આ રીતે; શ્રાપ પરસ્પર ત્યાં દીધા, પછી વર આપ્યો એક ચિતે. ૩ તે તુલશી તરૂણી થઈ જોતાં, સ્નેહે મેં મસ્તક લીધી; વાત સુણી સઘળા સુર હરખ્યા, જો કૃતિ વિષ્ણુએ કીધી, ૪ સુર કહે ધન્ય સતી વૃંદાને, ચતુરભુજ શીર બેઠી સફળ થયો અવતારજ એનો, પ્રભુના સુખમાં પેઠી. ૫ હરિહર અજ ઈંદ્રાદિક સુર સહુ, હરખ ધરે મનમાંહે; ભૃગુ

ને કૃત્યાયોનિથી કાઢચા, વિષ્નુએ વંધા ત્યાંહે. ૬ અસુરગુ
રૂ ખટમાસજ સુધી, કૃત્યાયોનિમાં વાસ્યા; સ્વેતવરણ સો
મપાણું પ્રગટ્યું, ત્રિદશના ડર ત્રાસ્યા. ૭ ભૃગુ ભગવંત ત
ણા પદ વંદી, પોતે પહ્યા નિજ ધામ; અવિનાશી કઈલા-
શે આવ્યા, વઈકુંઠે સુંદરશ્યામ. ૮ વરૂણ પહ્યો પાતાળેપો
તે, ઈંદ્ર સ્વરગમાં આવ્યા; સઘળા સુર સ્વસ્થાને પોહોત્યા
ભામનીને મન ભાવ્યા. ૯ બ્રહ્મસદન બ્રહ્માજી પળિઆ, ત્રિ
દશ તાપ નિવારયો; દગો કરી દામોદરે પોતે, સિંધુ સુતને
મારયો. ૧૦ વાલમિક કહે ભારદ્વાજ તે માટે; શ્રાપ સતિએ
દીધો; કમળા સીતારૂપ થયાંને, લાગ દશાનને લીધો. ૧૧
રાવણે પુરવ કથાને જાણી, રૂપ તપસ્વીનુ લીધું; પંચવટી
માં જનકસુતાનું, હરણ હરીફે કીધું. ૧૨ વિષ્નુ શ્રી રઘુનાથ
થયાને, વન વન રોતા જાય; શ્રાપ સતીનો સફળજ કરવા
ને, અવિનાશી અથડાય. ૧૩ નહીંતો કોણ રાવણની સત્તા
સીતાનુ કરે હરણ; કાળરાત્રિની અરધ કટાક્ષે, થાય વિશ્વ
નુ મરણ. ૧૪ પુરવે સનકાદિકના શ્રાપે, જયને વિજયે ધ-
રયો દેહ; વેરભાવના ત્રણ અવતાર, પામ્યા નિજપદ તેહ.
૧૫ હિરણ્યકશિપુને હિરણાક્ષ, આદીએ જન્મ ધારચા; વ
હને નરસીંહજ રૂપે, માધવે તેને મારચા. ૧૬ કુંભકરણને
રાવણ બીજો, જન્મ ધરયો બેઉ ભાઈ; જાનકી હરણ કર્યું
તે જોઈ; તેને મારચા રઘુરાઈ, ૧૭ શિશુપાળ દંતવક્રજ ત્રી

જો, જન્મ બે બાંધવે લીધો; કૃષ્ણ સ્વરૂપે વિષ્નુએ તેને, વાંક કાઢી વધકીધો. ૧૮ વિશ્નુ વ્રંદાકેરી કથા મેં, સંભળાવી રૂડી રીત; જે સુણતાં સઉ સંકટ જાએ, વાધે પ્રભુમાં પ્રીત. ૧૯ તન ધન સદન સહોદરનું સુખ, પામે પદારથચ્યાર; આવાગમન મટે અવનિમાં, એજ કથા આધાર. ૨૦ ગાય સુણે શીખે નર નારી, વશથાયે વૃજરાય; ત્રીવિધીતાપ ટળે તે સેજે, પાપી પાવન થાય. ૨૧ અડસઠ તિરથને સઉ યાત્રા, પુજન સઘળા દેવ; યજ્ઞ યાગને દાન પુણ્ય વૃત, સરવે વળે તતખેવ. ૨૨ હરિહર અજ ઈંદ્રાદિક સુરનાં, જેમાં ચપળ ચરિત્ર; વાલ્મીકે ભારદ્વાજને કીધું, પ્રાક્રમ પરમ પવિત્ર. ૨૩ સંસ્કૃત ગ્રંથનો સાર વલોવી, મેં કીધું પદબંધ; ચરિત્ર ચતુરભુજનાં જેમાં, સરસ કથા જે સંબંધ. ૨૪ ગુણસાગર ગુજરાતની મધ્યે, સિંધુતટપર ગામ; ખંભાયતમાં વાસ કવિજન, રેવાશંકર નામ; ૨૫ દ્વિજ ઉદિચ્ય ટોળકીયા તેમાં, કૃષ્ણાતરી કુળ જેહ; વીસાપટ પંડ્યા પ્રખ્યાતે, પાવન પરમજ તેહ. ૨૬ જયશંકરનો સુત કરજોડી, કવિજન પ્રત્યે ગાય; પ્રભુ કૃપાએ આ ગ્રંથ પ્રકાશ્યો, કરજો ખોડ ક્ષમાય. ૨૭ ચતુર ચરોત્તર માંહે પાવન, ભાદ્રણ એવું ગામ; ભદ્રકાળી ત્યાં ઈષ્ટદેવીને. ગુરૂ શીવશંકર નામ. ૨૮ માત કણા તે તાતજ કેહાવે, આદિ એ ઉપદેશ; ભદ્રકાળીને ભજતાં વાશ્યાં, વદને સારા શેષ. ૨૯ અધ્યાય ચાળી

શ અવિચળ કીધા, રાગ ત્રયોદશંશીષ; ચોપાઈ એકહજાર ને નવસેં, ઉપર ઓગણત્રીશ. ૩૦ આશાવરી ધનાશ્રી મેવાડો, મારૂને કેદાર; સીંધુ મલાર સામેરી ટોડી, કલ્યાણ દેવ ગંધાર. ૩૧ બિહાગને પરજીઓ એ પુરણ, રાગ ત્રયોદશ સાર; જેટલા ફેરા જે આવે તે, વરણવું સહુ વિસ્તાર. ૩૨ આશાવરી તે આઠજ ફેરા, મેવાડો ત્રણ વાર; મારૂ પાંચ ને મલાર ત્રણ, ધનાશ્રી અગિઆર. ૩૩ બિહાગ બેને ગંધાર દેવ તે, બે ફેરા નિરધાર; એંશીછે વીશ્રામની ચોપાઈ, અન્ય રાગ એકવાર. ૩૪ વીકરમ શક ઓગણીસેં છવી,પક્ષ વદને ફાગણ માસ; પંચમીને મંગળદીન વારે, પુરણગ્રંથ પ્રકાશ. ૩૫ ।। વિશ્રામ ।। પ્રકાશ પુરણ ગ્રંથનો, કીધો પરમ પવિત્રરે; રેવા રસીક બંને મળી, વરણવી કથા વીચીત્રરે. ૩૬ પ્રાણીને પ્રીય લાગવા, રસ મિશ્રીતછે ગ્રંથરે; એક મને સુણતાં જડે, રેવા રસિકનો પંથરે. ૩૭ ।। ઈતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વીશનુ વૃંદા કથા સંપુરણોનામ ચત્વારીંશો અધ્યાય ૪૦ ।।

